# ફરીદુન અને

# ઝોહાક.

સંગીત કિરતન.

ફીરદોસી તુસીના શાહનામાના કિસ્સાને આધારે,
તમામ ગાનબાજી અને સંગીતમાં રચેલું દાસ્તાંન.

રચનાર, કથનાર, તથા પ્રગટ કરનાર
**ટી. એન. પટેલ.**

પ્રથમ રજુ થએલ મુંબઈમાં એ૦ ઝ૦ ઇન્સ્ટીટ્યુશનના હોલમાં.
મુંબઈના જશન કમીટી માટે, માર્ચ ૨૫ મી ૧૯૧૭
અને ગોવાન્ની સાંજના, મહેરગાંનના જશન પ્રસંગે.

---

**આવૃતી પહેલી.**

મુંબઈ ૧૯૧૭.

**કિંમત આના બે.**

"I expect to pass through this world but once. If therefore, there be any kindness I can show, or any good thing I can do to any fellow-Human Being, let me do it NOW: for I shall not pass this way again."

OMAR KHAYAM.

# ફરીદુન—ઝોહાક.

## સંગીત કિરતન.

ભંભેરયો ઝોહાકને વેશ ધારી ઇબ્લીસે, કુદરતની બલીહારી ગાઇને.

(૧) ગાયન. ગૌડ મહુલ્લાર.

રંગીલી રસીલી બની રહી બહાર,
ખીલે સજી સંગાર—
રંગ બહાર, કલીયંન કરે ખીલી પુકાર—રંગીલી—૧.
સુંદર સરોદે રળીઆં,
પંખી પંખેરાં મધુર પપૈયાં,
જોબંનમે ખીલી ઘટા નવેલી,
છલકેલી, ચંદન ચંબેલી, રંગીલી અલબેલી,
દવના 'ને ચંપા 'ને શબ્બુ સજેલી,
નૌબત બહાર, મીસ્લે ગુલઝાર—રંગીલી—૨.

શાંન્તી માટે દીલાસો દીધો, બાનુ અરનવાજે, ખ્વાબ જોઇને બેચેન થયેલા શોહાકને.

(૨) ગાયન. પીલુ—બરવા.

અરે ધીર ધીર ધર સરતાજ,
બલ બલ જાવું રે—૧.

રાજપતી તું, ખલકત તારી રે,
કાં શાંન્તી થકી મોતાજ—
બલ બલ જાવું રે—૨.

રજની રાજ તારી, ભયભરી ભારી રે,
શું સ્વપને થયો નારાજ—
બલ બલ જાવું રે—૩.

---

દુધ વગર તવલતા બાળ—ફરીદુનને મનાવવા માહર ફરાંનકે ગાયન કીધું.

(હાલરડું.)

(૩) ગાયન. દેસ—માડ.

રબ વંન્દન કરતી દાસી, હું ઉભી ગભરાતી રે,
મારી મુશ્કીલ કર આસાંન, મને દે શાંન્તી રે—૧.

મારા પુતના દુખડાં જોઇ, સુકાઇ મારી છાતી રે,
મારા સદગુણી સુતને ઉગાર, દુવા ઉભી ચહાતી રે—૨.

પુત દુધ વંન તરસતો જોઇ, માત અકલાતી રે,
લઇ ઉછંગે લેટાડી માત, ગીતડાં ગાતી રે—૩.

મારો બાળ થશે ભુપાળ, જીતી જુલમાતી રે,
થાજે ઝોહાકનો તું કાળ, વધે વિખ્યાતી રે—૪.

---

છુટું પડવું બાળ-ફરીદુનથી, તેની માદર ફરાંનકનું
તેને પોરમાયેહ ગાયના રખેવાલને
સ્વાધીન કરી.

(૪) ગાયન. સોરઠ-મહલ્લાર.

કંઠ દુધ વંન તુંજ તરસેરે,
તજી માત દુખી તારી કયાં ફરશે,
વન કંઠ તુજ તરસેરે—૧.

પુત પ્રાંણુ તને જાઉં હું છોડી,
આશા ઉમેદોની સોંપીને જોડી,
ધડક, ધડક, મારૂં દીલ ધડકે,
રબ સંકટોને હરશેરે—
તજી માત દુખી તારી કયાં ફરશે,
કંઠ તુજ વન તરસેરે—૨.

પશુ-પંખેરાં લેજો સંભાલી,
વન-વગડાંમાં ફરીદુન બાલી,
તડપ, તડપ, પુત વન દીલ તડફે,
કંઠ તુજ વન તરસેરે—૩.

---

**સવાલ કીધો ફરીદુને પોતાના બાપ અને ન્યાગાંનોના નામ માટે, પોતાની માદર ફરાંનકને.**

(૫) ગાયન. કલીયાન.

આજ માત એક વાત પુછું, સુણ ભેદ-ભરમથી ભરી—૧.
ભુલ ભાંજીને ભેદ ખોલ તું, કહું તુંને કરગરી.
કસંમ યશંમના તુને છે મારી, બેસું નહી ઠીર ઠરી,
કહે બાપનું નામ, દાજ દીલ ધરીને.

જુલ.

કહે દીલથી દુર ગમ કરી.
કોણ પીદર મારો સરવરી.
શું બની બીના છે ખરી.

( જુલ, બીજી. )

હે! ચર્ખ બાજીગર અજબ તારી છે અદા,
તું મુકે કદી નહિ રંક રાયને ગદા.

દીલ તડપી રહ્યું હર ઘડી,
ના પડે ચેન કંઇ જરી.
વાત કહે ખરી;

દુખ હરી–સુખ કર દીલને મહારા, રેહેમ મુજ પર કરી.
ભુલ ભાંજીને ભેદ ખોલ તું, કહું તુને કરગરી—૨.

---

આગાહ કીધો ફરીદુનને માદર ફુરાનકે તેના
બાળપણના હાલથી.

(૬) ગાયન–કલીયાન–જીલ્લો. (કચ્છી)

શું કહું એ નુરે–નુરાંન,
સાંભલ સુરા દીલજાંન,
આજે હું ખુશીથી ખોલું જબાંન,
શું કહું એ નુરે—૧.

દુહો.

બાળપણમા વેઠી વિપતી,
પડયા દુઃખના પહાડ—૧.
દુશમંન પુઠે લાગ્યા તહારી,
સંકટનો નહિ પાર—૨.
ઔલાદે તું સપુત શાહી,
પેશદાદી હકદાર.

દુશમંન તારો થયો બહાવરો,
જોહાક જુલમગાર.
તહારાં યકબાલ રોશંન સમાંન—૨.
હતો બાળ દુધમળ તું જ્યારે,
લઈ નહાઠી વતન બહાર.
દુધ વંન કંઠ સુકાયો ત્યારે,
ગઈ પોરમાયેહ દવાર.
પાળી પોશાન કિધું તહારૂં,
પોરમાયેહ બની તુજ માત.
મોટો થયો તું સપૂત મહારો,
સૂખની પહી પ્રભાત.
થશે તું શાહે-ઇરાંન
આજે ખુશીથી ખોલું જબાન—૩.

---

વતન ઉપર શું શું કુરબાંન છે.

(૭) ગાયન.—ગીરનાર.

દુનિયાની દૌલત-હિમાતીની હિંમત,
સુરવીરની તાકત-હકિમોની હિકમત,
દલેરની દલેરી-સિપાહીની સરજત,
આબેદની અકલ-સતીઓની અસમત,
અરકાંને-શાહી, અને બાગે બોસ્તાં-
એ સહુ વતન 'ને વતન પર છે કુરબાં.

---

## દિલાસો દીધો ફરીદુને, જોહાક સામે ચઢાઇ લેઇ જતી વખતે પોતાની માદરથી છુટો પડતાં.

### ગાયન. દેસ–સોરઠ.

ના કર ગમની વાત માત મારી,
ના કર ગમની વાત,
હુકતાલાનુ નામ લઇને,
કરૂ દુશમંનની ઘાત.—૧.
દેશ દાજ દીલ ધરીને દીલમાં,
જંપુ ના દીન રાત,
હાંમ ધરીને કાંમ કરૂ,
તોડું ઝોહાકનો જુલમાત.—૨.

---

## શીખામણના સખુનો પુકારયા કાવે લુહારે બજારના જાહેર સુખડા ઉપર, દેશ કાજ લડવા માટે.

### ગાયન. ભૈરવી–સિંધ.

ચાર દિવસની ચાંદની અંદર, જોર જુલમ છળ કરશે,
સમજ સમજ મન, તારી મારી છોરી દે
કરશે તેવું ભરશે–જગતમા, સ્થીર તે કદી નહિ ઠરશે.—૧.

દેશ ધર્મને તજી દીએ જે—કદી સુખે નહિ ફરશે,
અંતકાળે દુઃખ સહી સહીને—કરશે તેવું ભરશે—૨.
દગલબાજ બહુ નમી નમીને—દીલ દોસ્તના હરશે,
પુણ્ય કરે નહીં એક પાઇનું—કરશે તેવું ભરશે—૩.
મોહોડે મીઠું મીઠું બોલી—નામ ખુદાનું સ્મરશે,
અહી અછડાઈ તહીં પછડાઇ, કરશે તેવું ભરશે—૪.

---

## ઝોહાકના ખુશામતીઆ મોબેદોએ ઇરાંનીઓને જાહેરમાં જોહાક માટે આપેલો જુઠો ફતવો.

(૧૦) બહેરે—મસ્નવિ.

**મોબેદો:—**

સૂણો સર્જનો તમ સૂણો નામવર,
સૂણો સહુ તવંગર, નારો 'ને નર.
નસીઓ છે રૈયતનો આબદાર,
ઝોહાક જેવો છે શાહેરીઆર.
મનશની, ગવશની, છે જેની નેક,
દીલે દયાલુ, મયાલુ વિવેક.
છે બખ્ત ઇરાંનનુ બહુ બુલંદ,
થયો શાહા ઝોહાક સહુને પસંદ.

---

ઉભડુ



ગુસ્સે થઇ કાવે લુહારે મોબેદો ઉપર તકાજો કીધો.

(૧૧) બહેરે-મસ્નવિ.

કાવે:—

તમો છો મોબેદો કે અહેરેમંન,
બેઠા છે બાજાંરે લઇને શું ફંન્દ.
સૂણે કોણ સઘલી ગલત વાત છે,
તું મોબેદ નથી, કોઇ કમજાત છે.
કહાં જમશેદ સમ જેહાંદાર છે,
પલીદીનો તું પાસ રોજગાર છે.
થયું બખ્ત ઇરાંનનું ખાર જાર,
મલ્યો શાહ ઝોહાક બડો નાબકાર.
બની મોબેદો તમ બકો બેલગાંમ,
છો તજ ખરેખર ઝોહાકી ગૂલાંમ.

---

પુકાર ઉઠાવ્યો ફરીદુને ગાવેયાંની ઝુંન્દા હેઠળ એકઠા થઇ ઝોહાક સાંમે લડવા માટે, અને જમાવ થયા ઇરાંનીઓ ફરીદુન તરફ પોતાની ફિદાગીરી દેખાડી.

(૧૨) ગાયન. બેહાગ.

ઉઠો સંગ-છોડી રંગ-લેવા ખંગ જાગોરે,
કરો તંગ-કરી જંગ-દુશમંન ભાગોરે—૧.
છોડી ગમ-છે કસંમ-અંન્જુમંન રાગોરે,
રબ નામ-ધરી હાંમ-ઝટ કાંમ લાગોરે—૨.

દુહો.

સુર ધરી સુરવીર વીરાઓ, ધરો દેશની દાજ,
હાંમ ધરીને કાંમ કરો તો, રહેશે તમની લાજ.
મલે માંન–ઇરાંનીયાંન–ગાવેયાંન જાગોરે—૧.

એક સંપથી વસી કરો, વતન તણા દુખ દુર,
મારગ ફતેહનો છે રોશંન, બેશક એજ જરૂર.
મલે માંન–ગાવેયાંન–ઇરાંનીયાંન જાગોરે—૨.

## ફરીદુનની કુચ!

ઝોહાકના પાયતખ્ત 'બયત–ઉલ–મકદસ' તરફ ફરીદુનનાં લશકરની કુચ! લશકરની ધામધુમ અને ધરપકડ!

(૧૩) ગાયન. કલીયાંન.

(બહારનું.)

છુંમ છુંમ, છુંમ છુમ; છુંમ છુંમ;
ઝુંમ ઝુંમ, ઝુંમ ઝુમ; ધુંમ ધુંમ;
ધમાલ ધાડ ધાયેજી—૧.

ધોલક ધંમ ધંમે ધું ધું, ધું, ધુંધું,
બુંગલ બુકે, બું બું, બું, બું બું,
વાદ્યોં વાગે તુંન તુન; તુન તુન;
વાંગતું પડઘાંમ, કડડડડડડડ, ધું;
કડડડડડડડડ ધું; કડડડડડડડડ ધું;

ખણુ ખણુ ખણતું વાગે,
ગણુ ગણુ ગણતું સાજે;
સવારી સજાયેજી-છુંમ છુંમ—૨
વિજળી ચમકે તલવાર તેજ તણી;
કાપે શત્રુ સપ સપ સપ સપ,
બાંણુ છુટે સ ર ર ર ર ર ર ર;
ભડકા લઇ ધુંમ, ધ ર ર ર ર ર ર ર.
ધડકે નેજા કમાંન તીર;
ધરતી ધુંજે ધડાકબંધ;
ધુલ ધુમાડા, ભુમ ભુમાડા,
ભુમાં ભુમીએ, સુરજ વાદળ છાંયેજી—૩.

---

**આવકાર દીધો બયત-ઉલ-મકસદ મધે ઝોહાકના મેહેલમાં ફરીદુનને, બાનુ અરનવાજે.**

**(૧૪) ગાયન. વાધેશ્રી કાંહાંનડા. (કંરા)**

પરદેશી પ્યારો આયો;
પ્યારો મન ભાયો;
થાયો છુટકારો હમારો—પરદેશી—૧
વાર વાર વધાવું, મનાવું,
માન પાને પધારો;
પ્યારો પરદેશી—૨

---

**દીલાસો દીધો ફરીદુને પાદશાહ જમશેદની બે બેહનો, અરનવાજ અને શેહરનવાજને.**

(૧૫) **ગાયન. વાઘેશ્રી કાંહાંનડો.**

શએર.

ઉલટથી ફરીદુને આપી આસ,
કહ્યું નાજનીનો ન થાવો નિરાસ.
ખેજાંનો પવન દુર નિકલી ગયો,
નગીનો ચલકતો છે આજે થયો.

ગમ ભુલી ખુશીને મનાવો તમારા,
ગયો વખ્ત બુરો, છે બુલંદ સીતારાં—૧

હુવાએ ગુજારો દીલથી મહાપારા,
બચાવે ઝોહાકી જુલમથી ખુદારા—૨.

---

**સરોશ યઝદે ફરીદુનને કરેલી બશારત.**

(૧૬) **ગાયન. કાલિંગડો.**

અરે સાંભલ ફરીદુન જવાંન,
સાંભલ સુખન દઈને કાંન.
એ છે ઝોહાક જાલમ જુલંમગર,
ના માર તું એને કયેદ કર—૧.

એને દુનિયા કિધી અપવીતર,
ના કીધી મિનોઇની ફીકર,
એને બાંધી જકડ જેમ પથ્થર,
જે કહું છું તે પર અમલ કર.—૨.

એનુ મોત નથી કાં તું મારે,
બાંધી લઈ જા દમાવંદ પહાડે,
જ્યાં મલે છે પહાડો બે પાસે,
કર કયેદ એને ત્યાં ન નહાસે—૩.

---

## ફરીદુનની ફતેહમા ઇરાંનની ખુશાલી.

(૧૭) ગાયન. કલીયાંન.

(બહારનું વધારા સાથે.)

દુખ દલદર સહુ ટળી ગયાં, ઇરાંન આનંન્દે આજે,
અદના આલા શાદ થયાં, ઝુંન્દો ગાવેયાંની ગાજે.
કડકડ ધિન્ના, કડકડ ધિન્ના, કડકડ ધિન્ના ધિન્ના ધિન્ના,
ત્રન ઘન ત્રન ઘન તાસા વાગે, ધિનકટ ધિનકટ ધિન્ના—૧.

ઝમ, ઝમ, ઝમ, ઝમ, ઝાંઝર ઝંમકે, ઘમ ઘમ ઘુંગરા ઘંમકે,
ઠમ ઠમકાંબી કડલાં ઠંમકે, ધમ ધમ ધરણી ધંમકે—૨.

ગડડ ફડડ ઘંન ઘટા ચઢીને, જેમ ગગનમા ગાજે,
ઢે ઢે ઢે ઢે ઢંમક ઢંમક ઢમ, વડા ત્રંબાલું વાજે—૩,

---

## "રબ સિવા નથી કોઇ કાંમનુ."

### ગાયન. ભૈરવી.

મનુ, નામનુ, નામનુ રે, સહુ રટો રટન રબ નામનુ.
કાંમનુ, કાંમનુ, કાંમનુરે, રબ સિવા નથી કોઇ કાંમનુ રે—૧.
ખટપટના સહું ખેલ તજી દો, કરો ન કાંમ કંઈ નકાંમનુ રે—૨.
શરણુ મરણુને અંતે થવું છે, ન રાખોજી ભાંનને ભુલાંમણુ રે—૩.
આ સંસાર વહેવાર છે ખોટો, કાયાનુ દાંમ એ બદાંમનુ રે—૪.



શ્રી ફોર્ટ પ્રિન્ટીંગ પ્રેસમા, માણેકજી જીવનજી તવરીઆએ છાપ્યું છે
ઠેકાણું—નંબર ૧, પારસી બજાર સ્ત્રીટ, કોટ—મુંબઇ.
લખનાર અને પ્રગટ કરનાર, ડી. એન. પટેલ, ફારાસ રોડ, મુંબઇ.